ओ३म्

## શ્રી દેશી નાટક સમાજ બ્રાન્ચ.

# રાજ તિલક.

### નાટકનાં ગાયનો તથા ટુંક સાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ઝવેરી ચંદુલાલ હરસુખરામ ભાગશાજી.

હાલ મુકામ—પ્રીન્સેસ થીએટરમાં—સુરત.

પ્રયોજક.

તારકસ ચુનીલાલ ત્રીભોવનદાસ 'અમૃત'

આવૃત્તી ૧ લી પ્રત ૨૫૦૦

સને ૧૯૨૨.

કિંમત રૂા. ૦-૪-૦





સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં
મગનલાલ વનમાળીદાસે છાપી.



# પ્રયોજકના બે બોલ.



પ્રિય પ્રેક્ષક, જે કથાને આધારે રા'માંડલીક લખાયું છે તેજ ઇતિહાસપર રા'માંડલીક લખાતાં પહેલાં આ "રાજ તિલક" નાટક લખાયો હતો એ વાત રા'માંડલીકના લેખકો, માલેક તેમજ શ્રી આર્ય નૈતિક નાટક સમાજના માજી ડાયરેકટર મ્હારા પરમ સ્નેહી ભાઇ મૂળચંદ વલ્લભ નાયક (મામા) સારી રીતે જાણે છે તકરમચીનો દોષ ન આવે તે માટે આટલો પ્રમાણિક ખુલાસો કરવાની ફરજ પડી છે.

આ નાટકને નવા સીન સીનેરીથી શોભાવવા શ્રી દેશી નાટક સમાજના માલિક શેઠ ચંદુલાલ દલસુખરામ ઝવેરીએ જે ભારે ખર્ચ કર્યો છે તે માટે તેમનો તેમજ મજકુર કંપનીના બાહોશ મેનેજર રા. રા. પુરૂષોત્તમ ઇશ્વરભાઇ અમીન તેમજ ડાયરેકટર નાયક ભલજી મોતીરામે આ નાટકને ટૂંકી મુદતમાં કુશળતાથી રિહર્સ કરવામાં જે તનતોડ પરિશ્રમ ઉઠાવ્યો છે તે માટે અંતઃકરણપૂર્વક તેમનો આભાર માનું છું. અને નાયક લાલજી બાપુજીએ બીન સ્વાર્થે મ્હને યોગ્ય સૂચના અને સ્હાય આપી છે તે માટે તેમનો પણ આ તકે આભાર માનું છું.

ચારણ જાત શૂરવીર તેમજ રાજ્યભક્ત છે એ ઇતિહાસ પ્રસિદ્ધ વાત છે. દેવી નાગલ અને તેમના સંતાન (આ નાટકના

નાયક) પ્રજાવત્સલ હોવાથી તેમની સત્તા રાજસત્તાથી પણ પ્રબળ હતી એ પણ ઇતિહાસ પ્રસિદ્ધ વાત છે એ દૃષ્ટિબિંદુપર લક્ષ રાખી આ નાટક લખાયો છે અને ત્હેને રંગભૂમીને અનુકુળ કરતાં પણ ઇતિહાસ અવિકૃત રહે તે માટે બનતી સંભાળ રાખી છે તોપણ ગુણ દોષ હોય તે હંસવૃત્તિ રાખી ક્ષીર નીર ન્યાયે ગ્રહણ કરવાની સુજ્ઞ પ્રેક્ષકને પ્રાર્થના છે.

સુરત પ્રિન્સેસ થીએટર
વસન્ત પંચમી.
તા. ૨-૨-૧૯૨૨

લી० પ્રજાપ્રેમનો અભિલાષી,
પ્રયોજક.

---

# રાજ તિલક નાટકના મુખ્ય પાત્રોના નામ.

## રૂપક પાત્રો.

ઐક્યતા દેવી... ... ...વિશ્વને આરામ આપનાર મહાશક્તિ.

પ્રભુભાવ ... ... ...મનુષ્યોને દેવ બનાવનાર સદ્‌ભાવ.

કામ<br>ક્રોધ<br>લોભ<br>મદ<br>મોહ } ... ... ...મનુષ્યોને રાક્ષસ બનાવનાર દુર્ભાવો.

ફિરિસ્તા ... ... ...ગિરનારના શુભેચ્છક મંગલ સત્વો.

## પુરૂષ વર્ગ.

સુરમોહન ... ...(નાગાજણ) દેવી નાગલનો પ્રજાવત્સલ સંતાન.

માંડલીક ... ... ...જૂનાગઢનો છેલ્લો રજપુત રાજા.

શાહઆલમ ...(પ્રભુનો પ્રેમ વરસો) પવિત્ર સાંઇ–સુલતાનના વાલી

મહમુદશાહ ... ... ...ગુજરાતનો ભલો સુલતાન (બેગડો)

ખલીલ ... ... ... ... ... સુલતાનનો શાહજાદો.

દિલાવર ... ... ... ... ... સુલતાનનો સેનાપતિ.

કેસરિસિંહ ... ... ... ... ...માંડલીકનો પિત્રાઇ કાકો.

નરસિંહરામ શ્રી બાલમુકુંદજીના પરમ ભક્ત (નરસિંહ મ્હેતા)

દિલારામ ... ... ... ... રાજચારણ મંજરીનો પતિ.

મેર ... ... ... ... ...શ્રીમંત ચારણ મંજરીનો પિતા.

ઉસ્તાદ... ... ... ... મલ્લ ચારણ મંજરીનો ઉમેદવાર.

વિનાયક ... ... ... ... ... જૂનાગઢનો દંડનાયક.

વિમળશાહ ... ... ... ... ... જૂનાગઢનો નગરશેઠ.

ધિરાજી ... ... ... ... ... મેર લોકનો નાયક.

## સ્ત્રી વર્ગ.

દેવી નાગલ... ... ... ... ... ...સુરમોહનની માતા.
દેવી મીનલ... ... ... ... ... સુરમોહનની ધર્મપત્નિ.
રાણી ... ... ... ... ... ... ...માંડલીકની રાણી.
રાજમાતા ... ... ... ... ... ...માંડલીકની માતા.
મંજરી ... ... ... ...મોરની પુત્રી-દિલારામની પત્નિ.
અપ્સરી
પ્રતિમા } ... ... ... ... મીનલની બાળસહચરી.
દિલજાન ... ... ... ... ... ... જાસુસ નાયકા.
જાનકી ... ... ... ઠગ જેસણ માંડલીકની મદદગાર.
મોહિની ... ... ... ... ... વિમળશાહની ધર્મપત્નિ.
એ સિવાય સૈનિકો, સભાજનો, દારૂડીઆઓ, પ્રજાજન, ખવાસ ઇ. ઇ.



ब्रह्मकृपाहि केवलम

# રાજ તિલક નાટકનો ટુંકસાર.

## અંક પહેલો.

પ્ર. ૧ લો—સોરઠના સિંહદ્વાર આગળ દેવી ઐકયતા ગિરનારના મંગલ સ્તવો સાથે પ્રભુનું મંગલ સ્તવન તેમજ પાવન તિર્થના યશોગાન કરે છે. તે પછી કામક્રોધાદિ પ્રસિદ્ધ પાંચ ઠગો દેવદુર્ગે (જૂનાગઢ) ની પ્રજાપર પોતાની મોહજાળ ફેલાવવાના ઉદ્દેશથી આવે છે. દેવી ઐકયતા તેને અટકાવે છે અને તેમનાપર ધિક્કાર વરસાવે છે તેથી પાંચે મળી તેને ઘાયલ કરે છે, એટલે પ્રભુભાવ પ્રકટ થાય છે અને ઐકયતાને બચાવે છે. અને આશ્વાસન આપે છે. એ તકનો લાભ લઈ પાંચે ઠગો છુપી રીતે જીર્ણ દુર્ગમાં જાય છે અને પોતાનું આવાહન કરતા રાજા અને અમલદારોને પોતાના વાહન બનાવે છે, તેમના જવાથી દેશના ઉદ્ધારનું ચિંતન કરતો પ્રભુભાવ આ પાવન ધામનો સમૂલ નાશ ન થાય તે માટે દેવી ઐકયતાને સૂક્ષ્મ શરીરે દેવી નાગલની પુત્રવધુ દેવી મીનલ પાસે રહેવા ફરમાવે છે, અને પોતે સુલતાન મહમુદશાહના વાલી શાહઆલમ સાંઈ પાસે જાય છે.

પ્ર. ૨ જો—પતિ ચિંતનમાં નિમગ્ન દેવી મીનલ અને તેની બાળસહચરીઓને કામ પ્રકટ થઇ પુષ્પબાણ મારે છે પણ મીનલ પર એ બાણ નિષ્ફળ જાય છે. બાળસહચરીઓનો વિનોદ ચાલે

એટલામાં મીનલનો પતિ સુરમોહન ( નાગાર્જુન ) જૂનાગઢ ગયો હતો ત્યાંથી આવી પહોંચે છે. વિશુદ્ધ દંપત્તિનો વિનોદ. મીનલ જેવી પવિત્ર સ્ત્રીનો સ્વામી અને સાધ્વી માતાનો સંતાન હોવાથી સુરમોહન પોતાને સંપૂર્ણ સુખી માને છે. એટલામાં સાંઇ શાહઆલમ (પ્રભુનો પ્રેમ વરસો) આવી ચઢે છે. અને 'સુખ હંમેશ રહેતું નથી, તેમજ ખરૂં સુખ જુદી વસ્તુ છે' તે જોવું હોય તો માયા અને મોહાંધ રાજાની સેવાનો ત્યાગ કરવા સુચના કરે છે, સુરમોહન તેમ કરવા ના કહે છે તેથી કેટલીએક આગાહી કરીને જાય છે. સુરમોહન વિસ્મય પામે છે એટલામાં સુલતાનને રોકવા યુદ્ધભુમીપર ઉપડી જવા રાણીનો આજ્ઞાપત્ર લઈ જાસુસ દિલારામ આવે છે તેથી સુરમોહન વીરાત્મનો સાથે વીરાંગનાઓની આશીશ સાથે રણભુમી તરફ કુચ કરી જાય છે. જતાં જતાં મંજરી અને દિલારામની મીટોમીટ મળે છે.

પ્ર. ૩ જો—પોતાની દીકરી મંજરીને પરણાવવાની ચિંતા કરતા મોર ચારણ ને ચારણ સ્ત્રીઓ ઉર્ફે ઉસ્તાદ મળે છે. મોર ઉસ્તાદને પુત્રી આપવા લલચાય છે. ઉસ્તાદ પહેરામણી માંગે છે તેથી તે નક્કી કરવા મોર તેને ઘરમાં તેડી જાય છે એટલામાં મંજરી અને તેને શોધતો દિલારામ આવે છે. અને મંજરીના મનોરાજયનો ભેદ પામી પ્રસન્ન થાય છે, બંન્નેનો હાસ્યવિનોદ સાંભળી ઉસ્તાદ ઘરમાંથી બહાર આવે છે અને દિલારામપર ક્રોધે ભરાય છે. દંદ્વ યુદ્ધમાં ન ફાવતાં ઉસ્તાદ પોતાની મદદે મોરને બોલાવે છે. મોર દિલારામને ઓળખતાં ઉસ્તાદને થાપ આપી બહાર લઇ જાય છે તેથી દિલારામ ને મંજરી ખુશ થાય છે.

પ્ર. ૪ થો—માંડલીકના કબજામાં પડેલી નગરશેઠ વિમળ-શાહની ધર્મપત્નિ મોહિનીને વિમળશાહનો મોકલેલો સંદેશ દુત કહે છે. પણ મોહબદ્ધ માંડલીકને આવતો જોઇ ન્હાસી જાય છે. માંડલીક મોહિનીને મનાવે છે એટલામાં માંડલીકને પકડવા નીકળેલો સુલતાનનો સેનાપતિ આવે છે બંને વચ્ચે ઝપાઝપી થતાં વીર નાયક સુરમોહન રાજાની મદદે આવે છે અને તેને મુક્ત કરાવી ગઢ તરફ વિદાય કરે છે. પાછા હઠેલા સેનાપતિની મદદે સુલતાન આવી પહોંચતા પાછું યુદ્ધ થાય છે યુદ્ધમાં પરાજય પામતાં સુરમોહન આપઘાત કરવા ચાહે છે પણ સુલતાન તેમ કરતાં અટકાવી શામ દામથી મેળવી લેવા કોશીશ કરે છે અને તેમાં નિષ્ફળ જતાં સુરમોહનને તોપથી ઉરાડી દેવાનો હુકમ કરે છે. તોપ ગોળાને છાતીપર ઝીલવા તત્પર થયલો સુરમોહન પોતાને આવું કંગાલ મોત આવતું હોવાથી સંપૂર્ણ સુખી માનવાની પોતાની ભુલ સમજે છે. અને અંત સમયે શાહઆલમ ! શાહઆલમ ! એ ઉદગાર કહાડે છે તેથી શાહઆલમ પ્રકટ થાય છે અને બંને વીરાત્માઓ તેમની ઇચ્છાને માન આપી પરસ્પર ભેટે છે.

ટેબ્લો.

પ્ર. ૫ મો—મંજરી અને દિલારામનો પ્રેમવિનોદ. ઉસ્તાદને મર્કટ બનાવી નચાવવાની બાજી. ઉસ્તાદનું આવવું અને મંજરીના પ્રેમ માટે મર્કટ બની નાચવું અંતે ફજેત થતાં ક્રોધે ભરાઇને જવું.

પ્ર. ૬ ઠો—ગઢ તરફ ન્હાસતાં તૃષાતુર માંડલીક મીનલના હિમોદ્યાનમાં મુર્છિત થાય છે. મીનલ પોતાનો અન્નદાતા સમજી સુશ્રુષા કરે છે. મુર્છા વળતાં પરસ્પર પિછાન થાય છે. રાજા

દેવી મીનલના સૌંદર્યથી અંજાઇ મોહબદ્ધ થાયં છે અને પ્રેમ યાચના કરે છે. મીનલ રાજાને પોતાનો ધર્મ સંભારવા કહે છે. એટલામાં મંજરી સુરમોહન આવ્યાનો સંદેશો લઇ આવે છે તેથી રાજાને પડતો મુકી મીનલ પતિને મળવા જાય છે. સુરમોહન આવ્યાના ખબર સાંભળી રાજા ચિંતાતુર થાય છે અને વિચારમાં પડે છે. શાહઆલમના સુચવવાથી દેવી મીનલના હાથે રાજ તિલક કરાવવાની કોશીશમાં યોગીના વેશમાં ફરતો સુલતાન વિમળશાહ સાથે સુરમોહનની જાગીર જોવા આવે છે. પણ માંડલીકને જોઇ પાછો જાય છે બીજી તરફથી સુરમોહન સુલેહ માટે જુનાગઢ જતાં મીનલને મળવા આવે છે. અને પોતાને ત્યાં રાજાને જોઇ વિસ્મય પામે છે. રાજા સુરમોહનને જોઇ કોઇપણ શરતે પ્રબળ શત્રુ સાથ સુલેહ કરવાને સમજાવી અત્રેથીજ વિદાય કરે છે અને સુલેહની ખુશાલીમાં સાત દીન ઉત્સાહમાં ગુજરવાનું ફરમાન કહાડે છે.

પ્ર. ૭ મો—રાજરાજેશ્વરના મંદીરમાં સુલેહનો ઉત્સવ. ગરીબોને દાન. રાજયોગીના વેશમાં સુલતાનનું આવવું. દાન લેવા વિનંતી કરતાં મીનલને હાથે તિલકની માંગણી. એટલામાં ઉત્સવ નિમિ-તે રાજાનું આવવું. તેના સત્કાર અર્થે મીનલનું નાગદેવીના ફરમાવવાથી તિલક કરવા જવું. રાજાનું વારંવાર પાછા ફરવાથી મિનલ રાજ-તિલક સુલતાનને કરે છે તેથી રાજા ક્રોધે ભરાય છે. અને સર્વને વિખેરી મીનલની માંગણી કરે છે. નાગદેવીને તુચ્છકારે છે અને નિરંકુશ થઇ મીનલનું હરણ કરવાની કોશીશ કરે

પ્રભુભાવ પ્રકટ થઇ રાજાનું સર્વ બળ હરી નિષ્ફળ કરે છે. વીર હનુમાનની આંખમાંથી તેજ અંબાર ફુટે છે રાજા ગભરાય છે અને મીનલ ખુશ થાય છે. ટેબ્લો.

## અંક ૨ જો.

પ્ર. ૧ લો—નિષ્ફળ જવાથી રાજાએ પોતાની મદદગાર જાનકી નામની ઠગ જોગણ મીનલને સપડાવવા મોકલી હતી તે સુરમોહનના નામે મીનલને પોતાના અખાડામાં ભોળવી લાવી ફસાવે છે. અને તેથી ખુશ થઇ પોતાની માયા જાળનો ભોગ થયલા આબરૂદારના સંતાનો સાથ દારૂનો દોર ચાલુ રાખે છે મીનલ આ સર્વને આત્મભાન આપી સુધારે છે. અને તેઓ જતાં આ જાળમાંથી છુટવા કોશીશ કરે છે. એજ અખાડામાં ગુપ્ત વેશે રહેલા સુલતાનને તેની દિલજાન નામની જાસુસ મળે છે. સુલતાન તેને દરબારમાં શું બને છે તે બાતમી લાવવા મોકલે છે અને પોતે છાવણી તરફ જવા નીકળતાં સુરમોહન મળે છે તેને સુલેહ માટે દરબારમાં મોકલે છે.

પ્ર. ૨ જો—માંડલીક અને હાજી હા કરનાર દરબારીઓને દિલજાન રંગરાગમાં મસ્ત બનાવે છે. દિલારામ રાજાના કાકા કેસરીસિંહને તેડી લાવી આ સઘળું બતાવે છે તેથી તે ઉશ્કેરાય છે પણ મહાજનશેઠ વચમાં પડી બંનેને શાંત કરે છે. અહીં સુલ-તાનનો સુલેહનો સંદેશ લઇ સુરમોહન આવે છે. રાજા તેનાપર દ્રોહનો આરોપ મુકે છે અને દેહાંત દંડ માટે સર્વ સામંતોની અનુમતિ માંગે છે, કેસરીસિંહ તપાસ વિના તેમ કરવા ના પાડે છે તેથી રાજા કેસરીસિંહને કેદ કરવા હુકમ કરે છે તેથી રાણીને સુરમોહન તેમજ કેસરીસીંહના બચાવ અર્થે પડદો છોડીને આવ-વાની ફરજ પડે છે. અને તેથી રાજા ઘણો ખીજવાય છે અને રાણીપર નીચ આળ ચઢાવે છે. વીર રાણી તે સાંભળી ન ગભરાતાં

રાજાના દુષ્ટ કર્મો જાહેરમાં મુકે છે તે સાંભળી દીલારામ મીનલને બચાવવા દોડે છે. તેમજ સર્વ દરબારીઓ દરબારનો ત્યાગ કરે છે. દિલારામ મીનલને છોડાવી જાનકીને પકડીને દરબારમાં લાવે છે. રાજા ગ્રાંખો પડે છે અને સુરમોહનને મારવા જાય છે. પણ રાણી અને કેસરીસીંહ અડગ ઉભા હોવાથી તેમ થઇ શકતું નથી. એટલામાં દીલારામના સંકેતથી પ્રજાવર્ગ ધસી આવી રાજાને પોતાની ધારણામાં નિષ્ફળ કરે છે.

ટેબ્લો.

પ્ર. ૩ જો—રાજાની આવી અધમતા જોઇ રાણી અને મીનલના સમજાવવા છતાં સુરમોહન આવા અધર્મી રાજાના હથીઆર છોડી ચાલ્યો જાય છે. તેથી રાણી અને મીનલ દુઃખી થાય છે અને પુરૂષનો સ્વાંગ લઇ રાજમહેલ છોડી જવાનો નીશ્ચય કરે છે. એટલામાં મીનલને પકડવાના દુષ્ટ હેતુથી રાણીને મનાવવાને રાજા આવી પહોંચે છે. બીજી તરફથી મીનલને પુરૂષવેશમાં આવતી જોઇ તેને પકડીને રમણ મહેલમાં લાવવા વિનાયકને હુકમ કરી જાય છે. રાણી તલવાર ફેરવતી ચાલી જાય છે પણ બુમરાણ સાંભળી મદદે આવતો કેસરીસિંહ પકડાય છે. વિનાયકને દાસીઓ આવી ગભરાવે છે. એ તકનો લાભ લઇ મીનલ ચાલી જાય છે અને વિનાયકના બેહાલ થાય છે.

પ્ર. ૪ થો—પોતાની જમીનપર રાજલાગો પડવાથી સ્વતંત્ર પણ રાજભક્ત મેર લોકો વિનાયકપર ખીજવાયા છે તેને પતાવટને નિમિ-તે બોલાવી જાનકી; વીનાયકને બદલે સુરમોહન તથા મીનલને તેને હાથે ફસાવે છે અને રીબાવવા સ્હમજાવે છે અને પોતે આ ખબર રાજાને આપવા જાય છે.

પ્ર. ૫ મો—મંજરી અને બંસરીનો વિનોદ. એટલામાં દિલારામ ખાદીના કપડાં લઇ આવે છે તેથી મંજરી રીસાય છે અને પાટણની પટરાણી બનવાના પોતાના અભિપ્રાયો પ્રકટ કરે છે. પણ છેવટ પોતાના પતિના ફરમાનને માન આપી ખાદીના વસ્ત્ર ધારણ કરે છે. એટલામાં ઉસ્તાદ આવે છે, તેને બાયડી બની મોરને પ્રસન્ન કરી સમ્મતિ લેવા સમજાવે છે આંધળો આશક તે કબુલ કરે છે.

પ્રવેશ ૬ ઠ્ઠો—મેર લોકો સુરમોહનને વિનાયક સહમજી ભૂખ અને દુઃખથી રીબાવે છે પણ મનલ આજીજીથી પીગલે છે. પોતાને એકવાર સંપૂર્ણ સુખી માનનાર દંપત્તિ શાહઆલમને સંભારે છે. શાહઆલમ પ્રકટ થઇ તેમની આ અવસ્થા જોઈ દુઃખી થાય છે. એટલામાં મેર લોક ખાવાનું લાવે છે. શાહ-આલમ પોતાની ખાવાની ઇચ્છા દર્શાવે છે. સૂરમોહન ખાવાનું ત્હેના ચરણમાં ધરે છે. તેથી ખુશ થાય છે. અને મેર નાયક ધિરાજીને દેવી નાગલ સ્વપ્ન આપે છે તે ચમત્કાર બતાવે છે. સુરમોહન વિસ્મય પામે છે. એટલામાં ધિરાજી આવી સુરમોહનની ક્ષમા માંગે છે. સુરમોહન તેમના ગરાસનો પટ્ટો લેવા માંગે છે. એટલામાં રાજાને લઇ જાનકી આવે છે અને મીનલને કેદ કરવા ચાહે છે. પણ અંગરક્ષકો ફરી જતાં રાજા ઝાંખો પડે છે. મીનલ ત્હેની પાસે મેર લોકોના પટાપર મોહોર કરાવી લે છે. ટેબ્લો

પ્ર. ૭ મો—ઉસ્તાદ બાલકુંવારીના વેષમાં મોરને મળે છે અને પોતાનો પ્યાર જણાવે છે ભોળો મોર ભોળાય છે એટલામાં

મંજરી ઉસ્તાદની નવી જૂતી ખાયડીને તેડી લાવી ઉસ્તાદની ફજેતી કરે છે.

પ્ર. ૮ મો—ખાદીનગરમાં સુરમોહન અને મીનલ ગરીબીમાં દિવસ ગુજારે છે. ત્યાં વિનાયક આવી ઠેકડી કરે છે. મીનલ તેમનાપર ધિક્કાર વરસાવે છે. વિનાયક ઝાંખો પડી આ અપમાનનો બદલો કેશરીસિંહ વગેરે પર લેવાનું જણાવી જાય છે. સુરમોહન આથી દુઃખ પામે છે. અને આપઘાત કરવાનો વિચાર કરે છે. મીનલ ત્હેને શાંત્વન આપી દેશ ભક્તિ કરવા. શસ્ત્ર ધારણ કરવા સ્હમજાવે છે દાના દુશ્મનની સ્હામે અને અધર્મી રાજાને પક્ષે શસ્ત્ર ધારણ કરવાનું સાંભળતા સુરમોહન ક્રોધે ભરાઈ મીનલને ભૂમીપર પછાડે છે તેથી દેવીનો શ્રાપ પામે છે. મીલનની પ્રાર્થનાથી ઉદ્ધારનો માર્ગ દર્શાવી. દેવી અંતર્ધ્યાન થાય છે અહીં સુરમોહનને શોધતો સુલતાન આવે છે. અને પોતાની કુરબાની આપવા તૈયાર થાય છે. ત્યાં દેવી પ્રકટ થઇ સુરમોહનને સચેતન કરે છે. અને બંને પ્રેમભાવથી મળે છે.

ટેબ્લો.



## અંક ૩ જો.

પ્ર. ૧ લો—જેલમાં કેસરીસિંહ વિગેરે કેદીઓપર વિનાયક ત્રાસ વર્તાવે છે. પ્રજાજન સાથે ભક્ત નરસિંહરામ આવી વિનાયકને ધિક્કારે છે. પ્રજાનું તોફાન જોઇ વિનાયક ક્રોધમાં આવે છે વિનાયક ગોળીબ્હારના હુકમ આપે છે તેથી ઉશ્કેરાયલી પ્રજાનો ભોગ થઈ પડે છે અહીં સુરમોહન તેમજ મીનલ આવી પ્રજાને શાંત કરે છે. પણ રાજા આવી ત્હેને પણ બેડી નાંખે છે અને સર્વપર ત્રાસ વર્તાવે છે નિર્દોષપર થતાં જુલમ જોઇ સુરમોહન કંપે છે. અને પોતાના સર્વસ્વનો ભોગ આપી સર્વને મુક્ત કરાવી. પોતે શસ્ત્ર ધારણ કરી. દેશ માટે લડવા રણભુમી તરફ કૂચ કરી જાય છે.

પ્ર. ૨ જો—પોતાની નિરંકુશતાથી થતો હાહાકાર જોઈ રાજા સંયમી થવા નિશ્ચય કરે છે એટલામાં મીનલ આવે છે. અને ધર્મમર્યાદા ન ઉલ્લંઘવા સમજાવે છે. પણ કોઇપણ રીતે રાજા સ્હમજતો ન હોવાથી પોતાની લાજ પરમાત્માને સોંપે છે. સ્વચ્છંદ રાજા પોતાની વાસનાનો ભોગ થવા. દેવી મીનલનો પલ્લવ પકડે છે ત્યાં એજ વખતે સુલતાન મ્હેલનો કબજો લે છે. અને દિલાવર રાજાને કેદ કરે છે. તેથી સુરમોહન રાજાની મદદે આવે છે. પણ તેસરીસિંહ આવી બંનેને લડતાં અટકાવી સુલેહ કરે છે.

ટેબ્લો.

પ્ર. ૩ જો—નવી જુનીથી અકળાયલો ઉસ્તાદ મંજરીને સતાવતાં મંજરીનો તમાચો ખાય છે તેથી એ વેરનો બદલો મોર પર લેવા ચહાય છે, મોર પોતાની નવીને શોધતો આવે છે અને પ્યાર કરવા જતાં ઘૂંઘટ ખુલે છે અને માશુકને બદલે ઉસ્તાદને જોઇ ઉશ્કેરાય છે. ઉસ્તાદ મંજરીને પરણાવવાનું કહે છે. મોર ઇન્કાર કરે છે તેથી મોરને બાંધે છે મંજરી તે જોઇ ગભરાય છે અને દીલારામને સીપાઇ સાથે બોલાવી લાવે છે મોરની ગળચી દાબી કબુલ કરાવતાં મંજરી ઉસ્તાદને અટકાવે છે. ઉસ્તાદ તેને ઉઠાવી પોબાર ગણવા ચહાય છે પણ પોલીસના હાથમાં સપડાય છે તેથી પસ્તાય છે. મોર તેને છોડાવે છે અને મંજરી દિલારામનો હસ્તમિલાપ કરી આપી ખુશ થાય છે.

પ્ર. ૪ થો—મીનલ ચિત્તા સ્નાન અર્થે સ્મશાનમાં આવે છે. સર્વ તેમના આશીશ પામી પાવન થાય છે. સુલતાન મીનલને સતિ થતી જાણી ગમગીન થાય છે. અને કેસરીસિંહની સલાહ પુછે છે. કેસરીસિંહ સોરઠપર ભેદભાવ ભૂલી ધર્મે રાજ્ય કરવાનો ઉપદેશ કરે છે. સુલતાન અને રાજા સતિને નમે છે. રાજા પોતાના ઉદ્ધારનો ઉપાય પૂછે છે. ત્હેને મીનલ શાહઆલમનું શરણ ધરવાની સૂચના કરે છે. અને ચિતામાં પડે છે. સુલતાન ગમગીન થઇ શાહ આલમનું સ્મરણ કરે છે. તેથી પડદો થઇ પરસ્તાનમાં મીનલ પ્રભુભાવ તથા દેવી નાગલનું દિવ્ય સર્વને બતાવી સર્વ પર આશીશ વરસાવે છે દેવીના મીનલના જય જયકાર સાથે ડ્રોપ પડે છે.

ટેબ્લો.

॥ सत्यम् परंधिमहि ॥

# રાજ તિલક

## નાટકના ગાયનો.



### અંક ૧ લો.

એકમાતા દેવી અને ફિરિસ્તા—

સિદ્ધ મંત્ર ૐકાર, શુદ્ધ બુદ્ધ દાતાર,
સૂત્રધાર સ્વયંભુ ! ચેતનનો ચમકાર.—સિદ્ધ૦
વંદન હૃદયરંજન ! પ્રેમતરંગ ! નિરંજન,
મંગલકરો મંગલકર, સંતન ત્રિભુવન મંડન,
અંતર પાવન શંકર ! અમૃત આનંદ સાર.—સિદ્ધ૦

ફિરિસ્તા— ૧

પુણ્યશાલીની પ્રભવભૂમી આ સોરઠ સ્વર્ગ સમાન,
સુશોભિત સોરઠ સ્વર્ગ સમાન.
સદ્વર્તનથી સોહંતા જનહિત ચિતમાં ચિંતન્તા,
સુર તરુ જેવા સંતનીઆ ચોદ રત્ન સમાન.
સુશોભિત સોરઠ સ્વર્ગ સમાન.

સંગીત ઉર સ્નેહગીતાના અમૃત સાવિત્રી સીતાના,
સુર ગંગ સમ નિર્મલ અંગના કરતી કુલ કલ્યાણ.
સુશોભિત સોરઠ સ્વર્ગ સમાન!

સખીઓ— ૨

વાયા વ્હાલાં વસંતના આજ,
સુધારો મોંઘા જીવન મનમોહનજી.
અમે આશા ભર્યા શિરતાજ,
પધારી ધન્ય કરો મનમોહનજી.
અંતરમાં આજે ઉગ્યા રાજસ રસ ચમકાર,
અંગ મદન સંચાર શું મન્મથ યુગ અવતાર!
થનગન થનગન ત્રિભુવન નાચે,
તનમન નાચે જનમન રાચે.—થનગન૦
કલિઓને અલિ ચૂમતા કરતા અમૃતપાન,
પ્રિતમ ક્યારે પૂરશો, આ અણુમુલા અરમાન!
કેમ સહિયે રે કેમ સહિયે પુલ, શરીરે વિષબાણ જીવાડો,
ક્યાં જઈયેરે ક્યાં જઇયે, પરવશ અમૃત પ્રાણ પધારી.
ધન્ય કરો મનમોહનજી—વાયા૦

સખીઓ— ૩

લાલ લાલ ગાલે રસિલા રંગ રાજે!
ત્હારા અંગ અંગ આજે ઉલ્લાસમાં વિરાજે!

બોલ બોલ બાલે ! તું શાને આમ લાજે ?
મધુર વેન આંખડીમાં વ્હેનડી શા કાજે ?

.... ... ....

સ્મિતને ઓવારણે વ્હાલમને વધાવજે,
સ્નેહને સિંહાસને પ્રિતમને પધરાવજે;
આંખની મીઠાશથી મોહનને લોભાવજે,
પ્રાણના સુવાસ પછી દેવને ધરાવજે.
પછી ?
સ્નેહની શૈય્યામાં સલુણા સંગ જાજે !
ત્હારા અધરના અમૃત આમ પ્રિતમને પાજે !-લાલ૦

નગ્ન મહિલાઓ— }
ભીનલ-સુરમોહન— } ૪

દેવવંશના અંશ ત્હમે છો દેવવંશના અંશ,
ચતુર ખંડને ચકિત કર્યા તે ધર્મવંશના અંશ.—ત્હમે છો
વિમલ રૂધિર વહે તમ હૃદયે વિમલ તમારા વંશ,
વિમલ યશશાલી પૂર્વજના કિલકિલતા કલહંસ.—ત્હમે છો
સત્યશિલ છે શસ્ત્ર તમારા, શૌર્ય વિર્યના સંગ,
ધન્ય પ્રસંગ અણુમુલા આજે, ઘુમી ઝુમો રણજંગ.—ત્હમે છો
પાવલીઆ પાછા ન ધરશો, ધુર્તનો કરજો ધ્વંસ,
વ્હાલ વિહારી વ્હેલેરા વળજો, લઇ અમૃત યશ અંગ.—ત્હમે છો

મંજરી— ૫

જોબનીઆ રે જોબનીઆ! રસઝુલે ઝુલે નવજોબનીઆ!
લોચનીઆં રે લોચનીઆં! જગ જોઇ ડુલે રસ લોચનીઆં!
ચાહ્ય છે દિલડાં, મનમોહનનાં.
મોંઘા મુલા રસ ચુંબનીઆં! રે ચુંબનીઆં!
જગ જોઇ ભૂલે રસ લોચનીઆં!
તાલાવેલી થાય સહ્યું ન જાય હવે નવ એકલડું રહેવાય
અમૃતભર મન મર્દનીઆ રે મર્દનીઆ.
જગ જોઇ ડુલે રસ લોચનીઆં!—જોબનીઆ રે૦

મંજરી-દિલારામ— ૬

સાહ્યબા સેવીશું જાણી સ્વજનીઆ
વિમલા ખોલી અન્તરીઆ!
રાખી હૃદયપર રીઝવું મન પાવન મહેમાન
'અમૃત' પીરસી પ્રેમના મન ભરી દઇશું માન
નવલા આપી જોબનીઆ—સાહ્યબા.
શુભ શુકનમાં સાંપડી તું ભેરવ કંઠી બામ
પણ હું કંઇ સમજુ નહિ છે ભેદ અંદરનો આમ
ભેદ તો જાણે અલ્લાહમીયાં—સાહ્યબા.

મોહિની—માંડલીક. ૭

લૂંટો ના લાખેણી લાજ રાજવી ઠરશો ગમારમાં
આપું હૃદયના રાજ—રાજવી ઠરશો ગમારમાં

પ્રેમથી વધાવશું દિલના દરબારમાં
રહેણીમાં રહીએ રાજ—રાજવી
અમૃત વરસાવશું પ્રેમ ગુલઝારમાં
તોડો ન પૂર્વક પાજ—રાજવી.

દિલારામ—મંજરી—ઉસ્તાદ. ૮

ભભક બતાવી પ્યારી ગજબ કર્યો ત્હેં સપડાવ્યો નટખટને
મોહિની! મોહિની! મોહિની! વેચાવ્યા આ મરકટને—ભ૦
જે ઇશ્કમાં અંધા બની પરનારપર લલચાય છે
નિશંક તે નિર્લજજનો આ હાલમાં સપડાય છે
પ્રથક ઝુક, હુકહુક, બેટા ચાલ; હુકહુક!
સલામ કર સલામ છે સલામ છે સલામ છે!
અંદરનો ભેદ ભાઇ જોઇ લેજો આમ છે
મંજરી....મંજરી....મંજરી...ના બગાડ મ્હારા વટને—ભ૦

મંજરી—દિલારામ. ૯

જોઇ જોઇને દિલદાર મ્હડતો પ્યારનો ખુમાર!
મ્હારા પ્યારમાં વિહાર કરજો કામના કુમાર!
ત્હારી આંખડલીના માર! જાણે વિજલઠીના પ્રહાર!
પ્યારા હાસ્યના અંબાર! ઝીણી વરસે જાદુધાર!
મ્હારા પ્યારમાં વિહાર—

મ્હારા જોબનીઆના સ્વાર! મ્હારા હૈયા કેરા હાર
મ્હારા લોચનીઆંની જ્યોત! નાનકડી નખરાળી નાર
અમૃત પ્રાણના શિકાર કરવા માર મારે માર—જોઇ.

મીનલ— ૧૦

સ્થંભો યમ દંડ-ધરણ સુતો હાથે સિંહ સોરઠનો
ધડકે છાતી શ્રી હરિ રાખો લાજ
પ્રભુ! ચિત્ત નાહિ રહે ધીર—સુતો૦
ડુબતી તારો નાવડી આ જીવનની
ભય ભંજન તું ત્રાતા બલવીર—સુતો૦

મીનલ અને માંડલીક— ૧૧

આ જન્મ ધર્યો શા માટે જીવડા શોચ ઘડી સુજાણ,
શોચ ઘડી સુજાણ પુણ્યવંશીના એ સંતાન.—આ જન્મ
ભવ્ય પુણ્યના બલથી પામ્યો દેવપંકિતમાં સ્થાન,
તેજ પુણ્યના પંથ પરહરતાં પામીશ નર્ક નિદાન.—આ જન્મ
દિવ્ય પ્રેમ છે મંત્ર અમારો જીવન પ્રેમ પ્રધાન,
તેજ પ્રેમના અમૃત સાટે દઇશું દિલના દાન.—આ જન્મ

સુરમોહન— ૧૨

ભારભુત જીવવું! પરવશ સોરઠ!—ભાર૦
દૈવે છળી કર્યો દુશ્મનનો દાસ.—ભાર૦

શાંતિ નહિ રહે ક્રાંતિ ન જોઇ જાય,
શૃંખલા પરની હાથ ! પરવશ પડયા ભ્રાત,
આવા વિખવાદોથી દુઃખી હાય ! સોરઠ !
ત્રાહિ ! ત્રાહિ ! જગતાત્ (૨) ભારભૂત૦

નથ મહિલાઓ–મીનલ }
તથા માંડલીક— } ૩૧

આંગણીઆ આજ સુહાવો રાજ; વીરવંશી શિરતાજ,
કુમકુમીયે પગલે પધારો રાજ, વીરવંશી શિરતાજ.
ભકિતભાવ ભર થાળ ભર્યો મ્હેં, બહુમાન પુલપાન,
હર્ષજ્યોત ઝગમગતી હૈયે, ભાગ્યશાળી ભગવાન,
કુમકુમીયા તિલક સ્વીકારો રાજ, વીરવંશી શિરતાજ.
ભેદ નથી રાજા રૈયતમાં દેહ જુદા એક પ્રાણ !
અમે તમારા ત્હમે અમારા ત્યાં આ શા સન્માન!
ફુલ અંજલી આ સ્વીકારો રાજ, વીરવંશી શિરતાજ,
કુમકુમીયાં તિલક સ્વીકારો રાજ, વીરવંશી શિરતાજ.
અવળા મુખ કરો ના રાજન લેજો મધુરી લ્હાણુ.
અમૃતને વિખડાં ના માનો યદુકુલ ચતુર સુજાણુ.
અંતર ઉજવલીઆ રાખો રાજ, વીરવંશી શિરતાજ.



## અંક ૨ બીજો.

ભીનલ— ૧૪

જન્મીને જીવજો નિતિપર આશા અમૃતધાર થશે
કરવું હાથે ભરવું હાથે પુણ્ય કરો ભવભાર થશે
જૂઠી માયાપર મરતાં જગની બાજીમાં હાર થશે
સજવી સમતા તજવી મમતા આ સફલ અવતાર થશે
ધર્મ કર્મને પંથ જતાં અંતે રાજી કિરતાર થશે-જ૦

દિલજાન— ૧૫

મોરે સૈયાં પે બલજૈયાં રે દેખો મય બાલકુંવારી
રસકી ભરી નાહિ અંખીઆ મીલાવો
જીગરકે જખ્મ કરૈયારે—જીગરકે—
મર ચુકે હમ ઔર ન મારો
હમરી લાજ રખૈયારે—મોરે૦

ભીનલ— ૧૬

સ્વાર્થના સન્માન શા પરમાર્થ સ્વાર્પણ ક્યાં ગયા
સ્વતંત્રતાના સ્નેહ ને નિતિના વર્તન ક્યાં ગયા
સો ધર્મની રક્ષા કરી નિજ જન્મને શોભાવતા
પ્રજાને માટે પ્રાણ પાથરનાર રાજન ક્યાં ગયા.
સ્વચ્છંદતા અમૃત ગણી ભારત દુઃખે ડુબાવતા
માતૃભૂમિના પ્રેમપર મરનાર મહાજન ક્યાં ગયા

મંજરી— ૧૭

હારી ભ્રમરીઆ
હારી એ રસિયાથી થૈ હું બેજાર રે–રંજાડી—હારી.
શાણી સખી અલિ છે રસભોગી આપ જઇ રસદાન
હારી હારી, હારી રસબસીયા
ઝુક ન જીગરપર મોહન થઇ મસ્તાન
ધડકે ધડકે મુજ છાતલડીમાં ભુલી ગઇ તનભાન
વિહ્વલ નવકર મધુરા મધુકર તું ગુંજન થઇ ગુલતાન
હાં ધીરી ચતુરા જઇ રસિકને દે અમૃતના પાન—હારી૦

મંજરી–દિલારામ ૧૮

બની મુંબઇની શેઠાણી હું મોટરમાં ફરૂં
તું પ્હેરે જો આ ખાદી તો હું કબુલ કરૂં
બનું પાટણની પટરાણી રે હું મોજ કરૂં—બની૦
ઘોડા ગાડીઓ મંગાઉં વાડી બંગલા અપાઉં
પણ ખાદી તો પ્હેરાઉં ત્હને મંજરી
સાડી ફેશનેબલ લાવો મ્હારૂં મનડું મનાઓ
વળી એરોપ્લેન મંગાવો આપી વરદી
ઉડે અધ્ધર સરરર રરરર ફરરર રરરર જાયરે હું
ત્હેમાં ફરૂં—બની૦
પ્હેરો હોંસે હોંસે ખાદી પ્યારી એમાં છે આબાદી

મળે આઝાદીને જાય ત્હારી શરદી
પૂરો મ્હારા અભિલાષ માનો મ્હારી ફરમાસ
મ્હારૂં દિવાળું બનાવી દીધું હરદી
હે-યા-માં-ત્તો ચરરરર રરરર અરરર રરરર થાયરે હું
કેમ કરૂં—ગની૦

સુરમોહન— ૧૯

મન મોક્ષની આશ ન રાખીશ તું
સદભાગ્યનો અસ્ત સિતારો છે
ધામ ધરા ધનસંપત્ત કયાં છે ? ખેલ વિધિનો ન્યારો છે
એક ઉદરને કાજે આજે પ્રાણ પિડિત્ નોધારો છે
આ જગમાં સુખના સૌ સાથી દિવસ વાંકો અમારો છે
નાથ નિરંજન ભવદુખ ભંજન અમૃત સાચો કિનારો છે

મીનલ—(પથ્યમાં) ૨૦

દુઃખહરણ ચિદઘન સાધક પ્રતિદિન
રહેમ કરો પ્રેમઘન ત્રાતા દિનજનનો—દુઃખ૦
માયા ધન નહિ સાથ રાજ લલિત સાજ
હૃદય રમણનાથ નિરધન ધન છો—દુઃખ૦

મોર—દિલારામ—નવી—જૂની ઉસ્તાદ. ૨૧

બંદા, બુલબુલનો પ્રાણ બચાવો રે હાં બચાવો
હાંરે પકડી દિલબરને ઠંડો બનાવો ઠંડો ચલાવો
મ્હારા બાલા જોબન લૂંટાય ઓ મોર બચાવો
રે બચાવો રે બચાવો—બંદા૦

આ જોડી અમારી રંગીલી ન તોડો
શંખણીઓ જાવ ઘર જાવ જાવ જાવ
રિદ્ધિ ને સિદ્ધિ જેવી બે બાયડી !
છોડી, નહિ ક્રુર થાવ થાવ થાવ.
હાય ! સિતમ સિતમ !
સનમ સનમ !
જૂલમ જૂલમ ! હાય !

મીનલ—સુરમોહન ૨૨

સુતરને તાંતણે સ્વરાજ્યની સિધ્ધિ સમાઇ છે
રૂડાં આ રેંટીઆથી તો અમારે બાદશાહી છે
સ્વતંત્ર હિંદને રાખે શરીરો રંકના ઢાંકે
આપે તંદુરસ્તી તો અમારે બાદશાહી છે
ગરીબી હો, ફકીરી હો, અખંડિત આત્મશ્રધ્ધા હો
'અમૃત' આબરૂ રહી જો અમારે બાદશાહી છે.

ભીનવ—　　　　　૨૩

ક્રિયા શબ્દથી દર્શાવું હું દુર્દૈવની કહાણી સદભાગી પ્રવાસી
સંતપ્ત એ કથની સુણી પથ્થર બને પાણી સદભાગી પ્રવાસી
એ પ્રાણનો સંયોગ દિન સંભારતાં સાલે અંતર બળે ઝાળે
વિજોગનો કરી ભોગ દીધી દેવે ઉદાસી　સદભાગી પ્રવાસી
તપ આદર્યાં તપસ્વિયે દુર્દૈવે દબાવ્યા ભ્રમણામાં ભુલાવ્યા,
તપ ભંગ થતાં કંઠ પડી શ્રાપની ફાંસી સદભાગી પ્રવાસી.
સ્નેહીના સીતમ સહી, આજે બન્યા લાચાર સૂના થયા સંસાર,
અમૃત ઢોળાયા આત્મના, લીધી પ્રાણે સમાધિ.-સદ૦



## અંક ૩ જો.

( નાચ )

મોર-દિલારામ-સર્વે—　　　૨૪

હસતાં રમતાં સઉને ગમતાં હવે ગાઓ મુબારક બાદ !
છેવટ સારૂં તો સૌ સારૂં, હવે કરીએ પ્રભુની યાદ.
ગરબડ સરબડ સૌ થઇ ચૂકી અને ગઇ ગુજરી સૌ વાત,

સુંદર નરનારીનો મળી ગયો હાથ !
ધુમધામની આઇએ હવે વધાઇ વધાઇ વધાઇ વધાઇ,
ભુલચુકની થઇ ગઇ છે સફાઇ સફાઇ સફાઇ સફાઇ.
હવે બોલો સહુ वंदे मातरम् ।

સુરમોહન— ૨૫

દઇએ કેમ વિદાય
સ્વજનને દઇએ કેમ વિદાય,
સ્નેહ સદનમાં ઉછર્યા સંગે જૂદા થતા જીવ જાય.
વિમળા સ્નેહભાવ સાંભરતાં, આંખલડી ઉભરાય,
અમારી આંખલડી—સ્વજનને—
પાંખ વિના પરવશ પંખીડાં, મનડામાં મુંઝાય,
પ્રાણુ ચેતના જાતાં પ્રાણુની; કેમ કરીને જીવાય;
કહો પ્રિયે કેમ—જનસ્વને૦—
હેતભર્યા હૈયાની હુંફે, દુસ્તર સિંધુ તરાય,
અમૃભાવ સમેટો ના અધવચ, રંક હૃદય રીબાય,
અમારૂં રંક૦—સ્વજનને૦—

કેસરી— ૨૬

સહુ ફરજંદ ખુદાનાં છે સહુમાં નુર ખુદાનું છે;
અગર હો હિંદુ યા મુસ્લીમ, સહુ કુદરત ખુદાની છે.

પઢો પુરાણુ યા કુરાન, અવસ્તા, બાઇબલ, ઇન્જલ,
સહુમાં તેજ છે સરખું, સહુ કુદરત ખુદાની છે.
જપો મુખ રામ કે રહેમાન, અગર જરથોસ્ત કે ઇસુ,
જૂદા છે નામ એ તોપણુ, સહુ કુદરત ખુદાની છે.
પ્રભુ છે કાશી કાબામાં, મંદિરો ને મસ્જીદોમાં,
હરિ હકતાલા એ અમૃત, સહુ કુદરત ખુદાની છે.

ભીનલ— ૨૭

પ્રભુ બુદ્ધ શાકલહંસથી માતૃભુમી ગાજી રહો,
વિશુદ્ધિના વાયુવહો ચિરસંપત્તિ ઝાઝી રહો;
માનવફુલો પ્રભુભાવથી સુરબાલ શા શોભી રહો,
સ્નેહમંદિરો સ્થાપી જગે અમૃત તણા લોભી રહો.

## સમાપ્ત.



# અસહકાર અને આપણી ફરજ.

## અસહકાર માટે સાત્વક વૃતિની ખાસ જરૂર છે

## એ સાત્વિક વૃત્તિને પોષણ આપનાર

# દુધ! સ્વચ્છ દુધ!

એવું સ્વચ્છ દૂધ ગ્રાહકોને છુટક તેમજ જથાબંધ સંભાળથી પૂરૂં પાડવું એ અમારો મુદ્રા લેખ છે. તે સાથે બાસુદિ મલાઇ અને શ્રીખંડ માટે અમારી દુકાન પ્રજામાં જાણીતી તેમજ માનીતી છે બ્હારગામના ઓર્ડરપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. માટે એકવાર પધારી ખાત્રી કરશોજી.

લી. સ્નેહાધીન,

છોટુભાઈ જીવણરામ

દુધવાલા.

સુરત
ગોપીપુરા બજાર.

શ્રી દેશી નાટક સમાજ. **જાહેર ખબર** ઠે. પ્રીન્સેસ થીએટરમાં સુરત.

નીચે લખેલાં પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો મુકામ જયાં હોય ત્યાંથી અથવા અમદાવાદ તળપદમાં પ્રસિદ્ધ કર્તા પાસેથી મળશે માટે જેઓ સાહેબને જોઇતાં હોય તેઓએ રોકડી કીંમતથી મંગાવી લેવાં. વેલ્યુપેબલ અથવા નોટપેડ કાગળ રાખવામાં આવશે નહિં. નીચેનાં દરેક પુસ્તકો ચાર આનાની કીંમતે મળશે.

| | | |
|---|---|---|
| ૧ સતિ સંયુક્તા | ૧૯ શ્રી ભદ્રાયુ | ૩૭ કુસુમલતા |
| ૨ સંગીતલીલાવતી | ૨૦ સતી દ્રૌપદી | ૩૮ હંસાકુમારી |
| ૩ પવિત્રલીલાવતી | ૨૧ કબીરસાબ | ૩૯ ગુલબંકાવલી |
| ૪ સતી પાર્વતી | ૨૨ શ્રી સંન્યાસી | ૪૦ અભયસીંહ |
| ૫ અશ્રુમતી | ૨૩ જાલીમદુલીયા | ૪૧ કર્મફળ |
| ૬ રામ વિયોગ | ૨૪ મદન મંદરી | ૪૨ નરસિંહ મહેતા |
| ૭ મ્યુનીસિપલ ઇ. | ૨૫ સતી પદ્મિની | ૪૩ સગાળશા |
| ૮ ભોજકુમાર | ૨૬ અજીતસીંહ | ૪૪ કૃષ્ણ સુદામા |
| ૯ સરદારબા | ૨૭ ભગવતગીતા | ૩૫ મહાકવીકાળીદાસ |
| ૧૦ ઉમાદેવડી | ૨૮ કુલિન નાયકા | ૪૬ રાજરતન |
| ૧૧ વીણા-વેલી | ૨૯ સતિ દમયંતી | ૪૭ પ્રલ્હાદ વિજય |
| ૧૨ વિજયા વિજય | ૩૦ સતીસુલોચના | ૪૮ કૌરવ પાંડવ ભા ૧ |
| ૧૩ મદન મંજરી | ૩૧ કેશર કીશોર | ૪૯ જાળંધર સતીવૃંદા |
| ૧૪ ઉદયભાણ | ૩૨ ભદ્રાયુ | ૫૦ કૌરવ પાંડવ ભા ૨ |
| ૧૫ મોહીનીચંદ્ર | ૩૩ સુભદ્રા હરણ | ૫૧ લલીતપ્રિયા |
| ૧૬ વિજય કમળા | ૩૪ ઉર્વશી | ૫૨ સૌંદર્ય વિજય |
| ૧૭ ગીતા સુંદરી | ૩૫ રાઠોડ કન્યા | ૫૩ દેવી દેવકુતી |
| ૧૮ સતી સીતા | ૩૬ પવિત્ર લક્ષ્મી | ૫૪ મહારાજા અશોક |